શ્રી જૈન

# સંગીત રાગમાળા

ભાગ ૧ લો.

જેમાં

શ્રી શાંતી જૈન મંડળીમાં ગવાતાં સ્તવનો તેમજ આનંદઘનજી, ચીદાનંદજી, જશવિજય, આતમારામજી અને બીજા આધ્યાત્મિક પંડિતોનાં રચેલાં પદો વિગેરેનો સમાવેશ કરવામાં આવેલ છે.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

શ્રી શાંતી જૈન મંડળી

પંચભાઈની પોળ—અમદાવાદ.

આવૃત્તિ ૧લી    પ્રત ૨૫૦૦

સંવત ૧૯૬૨    સને ૧૯૦૬

કીંમત. રૂ. ૦-૧-૬

# અર્પણ પત્રિકા.

## જૈન ધર્માભિલાષી,—

### શેઠ લલ્લુભાઇ રાયચંદ ઝવેરી.

આપ જૈન કોમમાં નામાંકીત ગૃહસ્થ છો, જૈન શાસનની ઉન્નતિ થયેલી અને ધાર્મિક સ્થિતિ સુધરેલી જોવા આપ અતિ આતુર છો, તેવા કાર્યોમાં પોતાની યથા શક્તિ આશ્રય આપવા તત્પર થાઓ છો, જૈન ભાઇઓ કોઇપણ પ્રકારે ભક્તિ ભાવમાં ઉતરી પોતાના આત્માનું કલ્યાણ કરે એવી ઇચ્છા અને વિચારોએ આપના દિલમાં પ્રવેશ કર્યો છે, સ્વધર્મપર આપની અચળ દ્રઢતા છે, પરોપકારમાં આપની પૂર્ણ પહેલ છે, તેમજ આપે સંસાર રંગ ભુમિ ઉપર ચ-ઢતિ પડતીના ભિન્ન ભિન્ન દેખાવો જોયા અને અનુભવ્યા છતાં સંપત્તિ વિપત્તિમાં સમભાવે રહી ધર્મ અને ધૈર્યને મુક્યાં નથી ઇત્યાદીક અનેક સ્તુતીપાત્ર ગુણોથી રંજન થઇ " **શ્રી જૈન સંગીત રાગમાળા** " નામનું લઘુ પુસ્તક આપનેજ અર્પણ કરી આપનું મુબારક નામ આ પુસ્તક સાથે જોડી રાખવા ઇચ્છીએ છીએ.

**લી. પ્રસિદ્ધ કર્તા.**

# હિતોપદેશ.

---

## ( દોહરા. )

કરવા કુડ પ્રપંચને, ફોગટ ફુટ ફુટ પાપ;
જન જોબનને ધન ધરા, જાશે થશે વિલાપ.
વિષમ કંટક વિશ્વ છે; સગા સ્વાર્થિ સર્વ;
ચંચળ ચપળા ચપળ છે, શાને કરવો ગર્વ.
કૈક ગયાને જાય છે, જશે થશે એ હાલ;
સુકૃત સાથે આવશે, કોણે દીઠી કાલ.
ઠાઠ માઠ ઠાલો સહુ, દીપક ઝાક ઝમાલ;
તે પણ બુઝાઇ જશે, કોણે દીઠી કાલ.
પંખી ટોળું વૃક્ષ પર, હળી મળ્યું છે હાલ;
પ્રાતઃમાં ઉડી જશે, કોણે દીઠી કાલ.
પુષ્પ સુગંધીથી બની, અનુપમ ફુલની માળ;
પણ તે તો કરમાઈ જશે, કોણે દીઠી કાલ.
જાયું તે તો જાય છે, સૌના એજ હવાલ;
માન કહ્યું રે માનવી, કોણે દીઠી કાલ.
હાલ ભજો અરીહંતને, શીવપદ લેવા સાર;
ચાર કષાયથી મુક્ત થઇ, ઉતરો ભવજલ પાર.

श्री पंच परमेष्टिभ्यो नमः

श्री जैन

# संगीत रागमाळा.



## ભાગ ૧ લોં.

### મંગળાચરણ.

(૧)

શાર્દૂલવિક્રિડિત.

શ્રી શાંતી જીનરાજ આજ પ્રણમું, કલ્યાણકારી સદા;
આધિ વ્યાધિ ઉપાધિ વારકવિભુ, સેવે મળે સંપદા.
સ્વામિ શ્રાધ સમાજ આજ શરણે, આવી હુરો આપદા;
જૈનોને સુપસાય થાય જીનજી, જેથી સુખી સર્વદા.

(૨)

( વાહરે પ્રભુ સહાય ખરે—એ રાગ. )

જય જય જય જય જીનરાજ નમો.
તીર્થંકર ત્રીભુવન પતી પ્યારા, રક્ષો, સકંગ, તમ બાળ અમો; જય૦ ૧
પ્રભુજી પ્રભુજી અમ હ્રદય રમો.
ધન્ય ભાગ્ય ફળ્યું દુઃખ સર્વ ટળ્યું, તુમ વદન વિલોકીત સુખ મળ્યું ;

તારી સેવારી છે, સુમતિ દેનારી છે, જગ હિતકારી છે,
જ્ઞાન સુધારસ સમ સુગમો, જીનરાજ નમો. જય૦ ૨
તુમ ગુણ ગણમાં ગુલતાન થવા, સુરતાળ નૃત્યે સ્તવનો કરવા;
આવ્યો છું દ્વારી, આ અરજ સ્વીકારી, હે મંગળકારી,
કહે ટોકરશી જય શ્રી વિભો, જીનરાજ નમો. જય૦ ૩

( ૩ )

( કાલ રાત્રી કુઠે હો તુમી રમલે–એ રાગ. )

આજે આંગી બની નવરંગી, હો આજ આંગી. ૧
સુંદર સુરત જિનજીની શોભે, સેવ કરણ મમ મનડુ લોભે;
દરિશન કરવા સુસંગી–બની૦ હો આજે૦ ૨
જગમગ જ્યોત ચિંહુ દીશી ઝળકે, ફુલ ગુલાબ સુગંધી મળકે;
જૈન મંગળ શિવસંગી–બની૦ હો આજે૦ ૩
તાળ મૃદંગ વાજીંત્રો વાજે, સમ સુરનસેં પ્રભુ ગુણ ગાજે;
કહે જિનદાસ ઉમંગી–બની૦ હો આજે૦ ૪

( ૪ )

( નજર કરો નાથ જરા–એ રાગ. )

આવો સહુ આવો પ્યારા પ્રભુને ફુલડે વધાવો,
ફુલડે વધાવો, મોતીડે વધાવો—આવો૦ ૧

સાખી.

શ્રી કેશરીયા નાથની, સેવા કરશે જેહ;
ધર્મ ધ્યાન શુભ આચરી, પવીત્ર કરશે દેહ—આવો૦ ૨
મનવચ કાયા વશ કરી, સંજમ લેશે જેહ;
કર્મ સકળનો ક્ષય કરી, મોક્ષ પામશે તેહ—આવો૦ ૩

( ૫ )

( પાતળીઆ પરીશ્રમ ક્યો શાને-એ રાગ. )

ચાલો ભાઇ જીન દરિશન જઇએ, આજ ભાવે શુભ રીતથી (૨)
ઉમંગ રંગથી આનંદ વ્યાપ્યો, ચાલો ભાઇ બહુ પ્રીતથી (૨)
આનંદ અંગે, ન માય ઉમંગે, આજ પ્રસંગે,
આ..........જીનપતિ, મુજ વિનતી—ચાલો૦ ૧

( ચાલ ભાઇ વખત જાય છે. )

( હા ભાઈ, જીન દરિશનથી પાપ નાશ થાય છે. )
જીન દરિશન વિના જનમ્યો, જગમાં વૃથા ભાર વૃથા ભાર છે.
મોહન મુરતી, શું કરૂં કીરતી, ગુણ સ્મરતી,
આ..........જીનપતિ, મુજ વિનતી—ચાલો૦ ૨
( હા ભાઇ, પછી ગુરૂવંદન જઇયે ) ( હા ચાલો )
જીન પૂજનથી દુઃખ દુર જાયે, સુખ આવે સહુ રીતથી (૨)
નાથ નિરંજન, ભવદુઃખ ભંજન, છો અરી ગંજન,
આ..........જીનપતિ, મુજ વિનતી—ચાલો૦ ૩

( ૬ )

( રાગણુ-ભૈરવી-તોરાસમ નાહી કહેનારે-એ રાગ. )

મોહે દરિશન દેનારે, મેરે પાસ ગુણ વાસ;
દરસ દીખાયે મોરા મનકો લોભાએ—મોહે૦ ટેક
મુરત સોહે ભવિજન મન મોહે, સંગ સઉ પૂજન સારે;
સારી સારી સારી પારસકી આંગી સારી;
મેરે દીલકુ પીઆરી તોરી મુરતી સારી—મોહે૦ ૧

શ્રીવર શિવ સુખ અમકું દીજે, અરજી લેના સઉ સંઘકી;
તાર તાર તાર મોહે પ્રભુ અબ તાર,
શ્રી શાંતીજૈન મંડળી મોરે મન માની—મોહે૦ ૨

(૭)

( રાગક—ક્યાણુ—કેહારો. )

( દાતાને રાખી જગ મગ પગ દુઃખ મીટા—એ રાહ. )

દાદાને ભેટી તનમન ભવ દુઃખ મીટા મીટા, જાનેકા ઘ્યાસાથા કયસા;
અબ તન મન દુઃખ મીટા મીટા. જાનેકા—દાદાને૦
શેત્રુંજા ગિરીકો જા દેખેગા, ભઇ મારી ચાહે ઘ્યારે મીલકર;
ભેટત ભેટત શુદ્ધ ભયે ભવદુઃખ મીટા મીટા, જાનેકા ઘ્યસાથા કયસા
અબ તન મન દુઃખ મીટા મીટા, જાનેકા૦
દાદાને ભેટી તનમન ભવદુઃખ મીટા મીટા, જાનેકા૦
શ્રી શાંતીજૈન મંડળી ગાવે દુઃખ મીટા મીટા, જાનેકા—દાદાને૦

( ૮ )

( બાદીલા બેગ આયોરે—એ રાગ. )

પ્રભુજી પ્રેમે આયોરે (૨) મારૂં આયુષ્ય એળે જાય—પ્રભુજી૦ ટેક.
ધર્મ જ્ઞાનમાં ધ્યાન ન આવ્યું, હવે પસ્તાવો થાય;
કેસર ચંદન ફુલ અગરજા, થકી કરૂં પૂજાય—પ્રભુજી૦ ૧
સ્તુતિ સ્તવન આરતી કરૂં, નાચુ થેઇ થેઇ કાર,
બાંહ્ય ગ્રહી ચિંતામણુ સ્વામી, ઉતારો ભવપાર—પ્રભુજી૦ ૨
સંસાર સાગર માંહી ઝુકાવ્યું, જીંદગી કેરૂ ઝાઝ;
પાર્શ્વ પ્રભુજી પાર ઉતારો; રહે'નાન' ની લાજ—પ્રભુજી૦ ૩

( ૯ )

કયા દીખાએ, કયા સોહાએ, પ્રભુજી તોરા અંગ.
યાકુટ કાજીહાં ઠેર લગીહે,
જમરૂત લાલસે ચમકે સો તોરા અંગ—કયા૦ ૧
મુગટ કુંડલ બાજુ માળા મોતીકી,
સાજ સજાવે આંગી ચમકે સો તોરા અંગ—કયા૦ ૨
ક્રોડ રવી મીલે તેજ ન જીપે,
કેસરીચંદ કહે ચમકે સો તોરા અંગ—કયા૦ ૩

( ૧૦ )

( ઓપનીહારી—એ રાગ. )

ઓ વ્રતધારી નહિ શરમાવો, પુજા રચાવોને પ્રભુને રીઝાવો. ઓ૦ ટે૦
ભલી ભલી ભાવનાથી આંગી રચાવો ને ગાવો.

સાખી.

અષ્ટકારી પુજના, શુભ કરણી શુભ ભાવ;
વીર્ય ઉલ્લાસ અપૂર્વથી, એ છે ભળ જળ નાવ.
સમકીત ધારીની કરણી ગણાય છે,
ભક્તિને ભાવનાથી, શુભ ફલ થાય છે-ઓ૦ ૧

સાખી.

છે શુભ ભાવ નિમિત એ, થવ થઇ ગુણગાન;
શાંતી જૈન મંડળી, લેશે અક્ષય જ્ઞાન.
શિવ પદ પામવાનો એજ ઉપાય છે,
ધન્ય દિન ધન્ય ઘડી તેજ ગણાય છે-ઓ૦ ૨

( ૧૧ )

( જોબન રંગમાં ઝુલે—એ રાહ. )

આ અરજી અરજીનવરજી ( ૨ )
અમ તારો ગરીબ નિવાજ, બિરૂદ તુજ રાજ,
સહાયતા કરજી. ( ૨ ) આ અરજી૦ ૧
ચાર ગતિમાં લાખ ચોર્યાસી યોની દુઃખની ખાણ,
કાળ અનાદિ ભવ અટવીમાં, ભ્રમણ કર્યું ભગવાન,
સહાયતા કરજી. ( ૨ ) આ અરજી૦ ૨
કામ ક્રોધ મદ મોહ માનથી છોડાવો જગનાથ,
પામર પ્રાણી કરૂં પ્રાર્થના ગ્રહો સેવકનો હાથ,
સહાયતા કરજી. આ અરજી૦ ૩
અનંત બળી પણ અબળ થયો છું, કર્મ વશેં કિરતાર,
કહે ટોકરસિંહ મંગળ માગું, પ્રભુ તુજપદ આધાર,
સહાયતા કરજી. ( ૨ ) આ અરજી૦ ૪

( ૧૨ )

( પીયુ સંગે, રસરંગે—એ રાહ. )

ગુરૂ સંગે, રસ રંગે, રહીશું, ભણીશું ગણીશું ઉછરંગે,
ભાત ભાતનાં જ્ઞાન ભણીને,
ધ્યાને, પ્રસંગે, ભણવાનો રસરંગે. ગુરૂ૦ ૧
ભર જોબનમાં મંગલ મારે,
ઇંદ્રી, સમદ્દષ્ટી, વશ કીધીરે ઉમંગે. ગુરૂ૦ ૨
ધર્મ નાથના ધર્મ પસાયે,
જય સિદ્ધિ, ગુણ ગાવે, જીનરાજના ગુણગાવે. ગુરૂ૦ ૩

રાજનગર શાંતી જૈન મંડળી,
ખુશ થાવે, ગુણ આવે, ભગવાનના શુભ ભાવે. ગુરૂ૦ ૪

( ૧૩ )

( કોઇ દૂધ લ્યો દીલરંગી—એ રાહ. )

જિનરાજને ભજ પ્રાણી, સંસાર અથિર જાણી. જિનરાજને.

સાખી.

ક્ષણ ક્ષણ આવરદા ઘટે, ઘટે દિવસને રાત;
આજ તણું હમણાં કરો, કાલ તણી શી વાત રે. જિન૦ ૧
સમય વિશે નહી કરી શકે, અંત સમે પસ્તાય;
વાત પિત કફ વેદના, કંઠ દ્વાર રૂંધાય રે. જિન૦ ૨
નિત્ય મિત્ર કાયા કદી, કરે ન કોઇનો સાથ;
પર્વ મિત્ર પાછા વળે, સ્વજન બતાવી હાથ રે. જિન૦ ૩
સત્ય મિત્ર પ્રણામ તે, સ્હેજ સખાઇ ધર્મ;
સાહ્ય કરે પરભવ જતાં, અંતે દે શિવ શર્મ રે. જિન૦ ૪
તે જિન ધર્મ આરાધતાં, રહે ન ભવ ભય ફંદ;
જાચે ભવોભવ ધર્મનું, શરણસુ સાંકળચંદ રે. જિન૦ ૫

( ૧૪ )

( મય ન માનું ન માનું મનાય—એ રાહ. )

મેં પુજું મેં પુજું સદાય, હાંહાંરે મેં પુજું૦,
સ્વામી હો, વારે ચડોજી, વારે—મેં પુજું૦
ફુલ તોરાની આંગી બનાવી, મનડું મમ મલકાય—સ્વામી૦ ૧
સુખ કરતા છો દુઃખ હરતાજી, જીન સાસન ઝળકાય—સ્વામી૦ ૨
વિદ્યા વૃક્ષની વેલી વધ રવા, 'નાન' અમ્મર ચિત્ત ચ્હાય—સ્વા૦ ૩

( ૧૫ )

( તોરે હાવરહાદાર'યાર સોહાય—એ રાગ. )

દીન ધારી દાતારી તું તાર ( ૨ )
જયકારી–સુખેકારી–બલીહારી–હરદમ. દીનધારી૦ ૧
ઈતની અરજ મેરી દીલમે ધરના, મહેર નજર ધર હમપર કરના;
દીલધારી–હમારી–લાચારી–હરદમ. દીનધારી૦ ૨
ધ્યાન ધરૂ હરદમ મેં તુજસે, રખીએ આપ ચરણુમે મુજસે;
દુઃખભારી–હમારી–નીવારી–હરદમ. દીનધારી૦ ૩
તારણ શરણુ શાંતીજી તુમારી, શ્રી શાંતી જન મંડળી સદાઆભારી
તુમારી–ગુણુકારી–પુકારી–હરદમ. દીનધારી. ૪

( ૧૬ )

( સાહેબા સલુણા—રાગ. )

નેમજી નગીના રંગ ભીના શું રીસાયા, મોહન વીસારી માયા(૨)
ધાયા ધાયા કયાં નાથ જાઓ, મારા નેમજી ધાયા૦
દુરજન મળીને મારી હાંસી કરે છે, શરમાઇ મરૂં છું હું તો(૨)
વ્હેલા વ્હેલા હાથીઓ વળાવો, મારા નેમજી વ્હેલા૦
મોહન પધારી માંયરામાં મને પરણી પોતાની બનાવો,
નવ ભવના પ્યારને વીચારી મારા વાલમા વળો વળો સાહેબા મનાઓ
નમેરા ન થાઓ આવા છેક મારા નાથજી દયા કાંઇ દીલડામાં લાવો.
ચતુર મતીને વળી ઝાઝું તે શું કહીએ,
અબળાના અંતરની વીચારીને લઇએ,
જયાં તમો વસો ત્યાં નાથ સાથ અમો સોહીએ. નેમજી૦

( ૧૭ )

( બસંત રાગ. )

માનો માનો માનોને મોરી (૨) થ્યારે નેમ અર્જ એ.
મુજ વીનંતી હૈયે ધરી, મહેર દયા અમપર કરી;
આઠ ભવકી પ્રીત તોડી, ન જાઓ રે. માનો૦ ૧
તકશીર હમારી નાથ વીસારી, દયા ધારી આવો રે;
જદુપતી હો આપ તમ, કુલ દીપાવો રે. માનો૦ ૨
ગીરનાર જઇ સંજમ લઇ, દોનું જોડ મીલ રહી;
શ્રી શાંતી જૈન મંડળી, ગુણ ગાવે રે. માનો૦ ૩

( ૧૮ )

( બંસી બાજ રહી મન, મોહનકી એ--રાગ. )

જીનસે લાગ રહી, મન દરિશનકી.
ચેન ના પડત હુએ તુમ દરિશન બીન; વારે મન દરિશનકી. જી. ૧
એ દરિશન મોરો, મન ઉલસાવત; વારી મોરે જીનવરકી. જી. ૨
જારે ચેતન, જીન મંદીરકો; વારી જીન પ્રીતમકી. જી. ૩
રાજનગર, શાંતી જૈનમંડળી; વારી જીન શાશનકી. જી. ૪

( ૧૯ )

પારણું.

ઝુલાવે માઇ વીર કુંવર પારણે. ( ૨ )
રત્ન જડીત સોનેકા પારણા, દોરી જરીકી જાલને. ઝુ૦ ૧
મણી મોતીઅરકે ઝુમકે નીકે, ઘુઘરી ઘમક કારણે. ઝુ૦ ૨
રત્ન દામ શ્રીધામ ગંડક પર, કરે પ્રભુજી ખ્યાલને. ઝુ૦ ૩
મેના મોર શુક સારસ સુંદર, હરખે કુંવર પારણે. ઝુ૦ ૪

છપ્પન દીક કુંવરી હુલરાવે, બજાવે બજાવે તાલને. ઝુ૦ ૫
ત્રીશલા માતા આનંદીત હોવે, નીરખે નીરખે બાલને. ઝુ૦ ૬
હંસ કહે પ્રભુ પારણે પોઢયા, જાણે જગત ચાલને. ઝુ૦ ૭

( ૨૦ )

( ઇંદ્ર લોક હર્ષ ભયો—એ રાગ. )

વિમળનાથ, કરો સનાથ, વિમલ મતિ આપો;
મુગતિ સાથ, પકડો હાથ, કુમતિ કુડી કાપો. વિમળ. ૧
ક્ષમા ભંડાર, કૃપાવતાર, સિદ્ધિનાં સુખ વ્યાપો;
જ્ઞાન દાતાર, ઉતારો પાર, લઘુ સભા સુથાપો. વિમળ. ૨
વિદ્યાશાળામાં પુણ્ય પ્રભાવે, ધર્મનો થાય વધારો;
જય જય મંગળ ગીત ગવાય, સદા થાય સુધારો. વિમળ.૩
સિદ્ધિ સદાનંદ શુદ્ધ પ્રણામે, થાય તેમાં નહિં વધો;
શાંતી સભા જિન ગુણ ગાઇને, પુણ્યની પાળ તે બાંધો. વિમળ.૪

( ૨૧ )

( એએએએ રંગી—એ રાગ. )

એએએએએએએએ પ્યારા,
સારા મીલ શ્રી અરજિન ગુન સમરન કરલે,
શિવ રમણી સુખ કયારા. એએ—પ્યારા૦
ગાવે તું રાગે રંગ રંગુ મીલાકર, તાન માન લય તાલ લીયસ કર;
ધીધીકટ ધીધીકટ ધુમ કીટ ધા, મૃદંગ રંગ સુર ન્યારા સારા.
એએ—પ્યારા૦ ૧
શ્રી શાંતીજૈન સંગીત મંડળી, ગાવે બજાવે જિનવર ગ્રહ મીલી;
સસ સુરન ઓર તીનું ગ્રામસે, કહે કેશવ ગુણ તારા સારા.
એએ—પ્યારા૦ ૨

( ૨૨ )

( રાગ—કલ્યાણ—તાલ પંજાબી. )

મનુ પ્યારા, મનુ પ્યારા, ઋષભદેવ.
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેશર, પ્રથમ જતી વૃતધારા.મનુ૦૧
નાભિરાયા મરૂદેવીકો નંદન, જુગલા ધર્મ નિવારા. મનુ૦૨
કેવળ લઈ પ્રભુ મુકતે પોહોતા, આવાગમન નિવારા.મનુ૦૩
આનંદઘન પ્રભુ ઇતની વિનતિ, આ ભવ પાર ઉતારા.મનુ૦૪

( ૨૩ )

( સ્તવન. )

નીરંજન સાહીઆંરે (૨) પ્રભુ મેરા ટુકસા મુજરા લેત.
તુમ તીરથકા દેવતારે, અમ ગીરવરકા છોડ;
રૂમઝુમ રૂમઝુમ મેવલા વરસે, ઠમ ઠમ નાચંત મોર. ની૦ ૧
તુમહો અમર દેવતારે, મેં કેશરકા ચોર;
કનક કચોલી હાથમેં, કાંઇ પુજા કરૂં રંગરોલ. ની૦ ૨
અમ ગુણુ કાલી કોયલીરે, પ્રભુ ગુણ અંબા મોર;
માંજરસે પ્રતાપસેં, કાંઈ કરને લાગી સોર. ની૦ ૩
તુમ હો મોતન કીલડીરે, અમ ગુણુ ઉંડા ભોર;
રૂપચંદકી એહી અરજ હે, દીલભર દરિશન દે. ની૦ ૪

( ૨૪ )

( એરી સૈયાં લચક લચક ચલત મોહન આવે. એ રાગ. )

ઇંદ્રાણી સહુ ઠુમક ઠમક, જનમ મ્હોત્સવ આવે;
ધનન ધનન ધનન ધનન, ગોખા ઘંટા બાજે. ઇંદ્રાણી૦ ટેક.

મેરૂ શિખરે જિનને લઇને, ઇંદ્ર તીહાં આવે;
ઘણી ખમા જિનને કરી, નમન કરાવે. ઇંદ્રાણી૦ ૧
જ્ઞાન તાન નાચ રંગ, ઇંદ્રાસણે થાએ;
ધન ધન આજ દીવસ, જિન દરિશન પાએ. ઇંદ્રાણી૦ ૨
વીર કાયા લઘુ દેગી, ઇંદ્ર મન અકલાયો;
અવધે દેખી વીર મેરૂ, અંગુઠે દબાયો. ઇંદ્રાણી૦ ૩
જનમ મહોત્સવ જિનનું કરી, ઇંદ્ર દેવ લોક જાવે;
દાસ નર પ્રભુ તણા, હર્ષથી ગુણ ગાવે. ઇંદ્રાણી૦ ૪

( ૨૫ )

( જીસકા જાની જુદા હો જાવે—એ રાગ. )

મેરા જાની (૨)જીનેશ્વર જાણી, રૂમઝુમ નાચે ઇંદ્રાણી—ટેક.
દેખું દરીશનવા નમું ચરણવા, મુક્તિ વરત પટરાણી. રૂમ૦મે૦
મરૂદેવા જાયા, અમર પદ પાયા, આદીનાથ નીરવાણી. રૂમ૦મે૦
શુભ શેત્રુંજા તીર્થે પુજ્યા, અતિ ઉલટ ઉર આણી. રૂમ૦મે૦
સુરનર ગાંધર્વ સબ ગુણ ગાવે, 'નાના' ની ભક્તિ પીછાણી. રૂમ૦મે૦

( ૨૬ )

ગરબો. ( ચોકને આંગણે ચાંદનીરે—એ રાગ. )

આજનો દીન રળિયામણોરે, દીઠો પ્રભુનો મુખ;
મુખરે કમળ સુકોમળ શોભતું.
આંગી બની અતી ચંગ, ચંગરે સોનેરી વરખે સોહામણી.

સાખી.

મુગટ બન્યો હીરા તણો, કાને કુંડળ સાર;
બાંહે બાજુ બંધ બેરખા, કોટે નવસેરો હાર.

શાંતી મુરત છે, મુજ મન પ્યારી, વારી જાઉવાર હજારીરે;
ક્ષમા ભંડારી, દયા દીલધારી, કુમતા કુટીલતા વારી વારીજીરે;
શાંતી મુરત છે મુજ મન પ્યારી, સ્તુતિ કરૂં હું પ્રભુજી તમારી.

સાખી.

પારેવો ઉગાર્યો પ્રેમથી, તિર્થંકર પદ લીધ;
અનોપમ પદવી ભોગવી, કર્મ સકળ ક્ષય કીધ.

શાંતી પ્રભુના ગુણ અનંતા, ક્ષમાદી રૂડા દીપેછેજીરે,
ક્રોધમાન માયા નહિ જેહને, નિર્લોભી પ્રભુ સારા છેજીરે.

સાખી.

રાગદ્વેષ રહિત વિભુ, અરૂપીને અવિકાર;
ત્રણ ભુવનમાં શોભતા, સહુને આનંદકાર.

પ્રભુજીને પાયે લાગ્યો (૨) સદા નમું હું તો સદા નમું;
મારા શાંતી જીનેશ્વર દેવ હો રાજ, પ્રભુજીને પાયે લાગ્યો.
સીદ્ધિ સદા સુખ આનંદકારી, જય જય મંગળકારીજી.

સદા નમું–આજનો૦

( ૨૭ )

ગરબો.

તારો તારોરે જીનંદા મુને તારોરે.

પ્રભુ તારો, પતી યારો પ્યારો સાંજ મોરા રાજહો. તારો૦ ૧
સારી નદીયારો નાદ ચઢયો જોરેરે,
લેહેરારો, મતવાલો, પ્યારો સાંજ મોરા રાજહો. તારો૦ ૨
મારી પુરાણી ઝાંજ ભરી ડોલેરે,
નઇઆરો, નઇઆરો પ્યારો, સાંજ મોરા રાજહો, તારો૦ ૩

મારે સરણે કપુર મુની વીનવેરે,
અવધારો, પ્રભુ મારો, મ્યારો સાંજ માશ રાજહો. તારો૦ ૪

આનંદઘનજી.

( ૨૮ )

( રાગ–વેરાવલ. )

ક્યા સોવે ઉઠ જાગ બાઉરે. કયા૦
અંજલિ જલ જ્યું આયુ ઘટત હે, દેત પહોરીયાં ઘરિય ઘાઉરે. કયા૦
ઇંદ્ર ચંદ્ર નાગિંદ્ર મુનિંદ્ર ચલે, કોણુ રાજાપતિ સાહ રાઉરે. કયા૦
ભમત ભમત ભવજલધિ પાયકેં, ભગવંત ભજનવિન ભાઉનાઉરે. કયા.
કહા વિલંબ કરે અબ બાઉરે, તરી ભવજલનિધિ પાર પાઉરે. કયા૦
આનંદઘન ચેતનમય મૂરતિ, શુદ્ધ નિરંજન દેવ ધ્યાઉરે. કયા૦

( ૨૯ )

( રાગ–આશાવરી )

રામ કહો રહેમાન કહો કોઉ, કાન કહો મહાદેવ રી;
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકળ બ્રહ્મ સ્વયમેવ રી. રામ૦ ૧
ભાજન ભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપ રી;
તૈસેં ખંડ કલ્પના રોપિત, આપ અખંડ સરૂપ રી. રામ૦ ૨
નિજપદ રમે રામ સો કહિયેં, રહિમ કરે રહેમાન રી;
કરશે કરમ કાન સો કહિયેં, મહાદેવ નિર્વાણુ રી. રામ૦ ૩
પરસે રૂપ પારસ સો કહિયેં, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મ રી;
ઇહ વિધ સાધો આપ આનંદઘન, ચેતનમય નિઃકર્મ રી. રા૦ ૪

( ૩૦ )

( રાગ–આશાવરી )

અવધૂ સો જોગી ગુરૂ મેરા, ઇન પદકા કરે રે નિવેડા. અવ

તરૂવર એક મૂલ બિન છાયા, બિન ફૂલેં ફલ લાગા;
શાખા પત્ર નહી કછુ ઉનકું, અમૃત ગગનેં લાગા. અ૦ ૧
તરૂવર એક પંછી દોઉ બેઠે, એક ગુરૂ એક ચેલા;
ચેલેને જુગ ચુણ ચુણ ખાયા, ગુરૂ નિરંતર ખેલા. અ૦ ૨
ગગન મંડલકે અધબિચ કૂવા, ઉહાં એ અમીકા વાસા;
સુગુરા હોવે સો ભર ભર પીવે, નગુરા જાવે પ્યાસા. અ૦ ૩
ગગન મંડલમેં ગઉઆ બિહાની, ધરતી દૂધ જમાયા;
માખન થા સો વિરલા પાયા, છાસેં જગત ભરમાયા. અ૦ ૪
થડ બિનું પત્ર પત્ર બિનું તુંબા, બિન જીભ્યા ગુણ ગાયા;
ગાવન વાલેકા રૂપ ન દેખા, સુગુરૂ સોહી બતાયા. અ૦ ૫
આતમ અનુભવ બિન નહીં જાને; અંતર જ્યોતિ જગાવે;
ઘટ અંતર પરખે સોહી મૂરતિ, આનંદઘન પદ પાવે. અ૦ ૬

( ૩૧ )

( રાગ--રામગ્રી )

જગત ગુરૂ મેરા મેં જગતકા ચેરા, મિટ ગયા વાદ વિવાદકા ઘેરા જ૦
ગુરૂકે ઘરમેં નવનિધિ સારા, ચેલેકે ઘરમેં નિપટ અંધારા. જ૦
ગુરૂકે ઘર સબ જરિત જરાયા, ચેલેકી મઢિયામેં છપર છાયા. જ૦
ગુરૂ મોહી મારે શબ્દકી લાઠી, ચેલેકી મતિ અપરાધની કાઠી. જ૦
ગુરૂકે ઘરકા મરમ ન પાયા, અકથ કહાંની આનંદઘન ભાયા. જ૦

( ૩૨ )

( રાગ—કલ્યાણ. )

યા પુદ્ગલકા ક્યા વિસવાસા, હે સુપનેકા વાસારે. યા૦
ચમતકાર બિજલી દે જૈસા, પાની બિચ પતાસા;

આ દેહીકા ગર્વ ન કરનાં, જંગલ હોયગા વાસા. યા૦ ૧
જૂઠે તન ધન જૂઠે જોબન, જૂઠે હૈ ઘર વાસા;
આનંદઘન કહે સબહી જૂઠે, સાચા શિવપુર વાસા. યા૦ ૨

## ચિદાનંદ.

### ( ૩૩ )

અવધૂ જોને સારૂં શું કીધું, કોંડી બદલ રતન ખોઇ દીધું. અ૦
પુદ્ગલકે સંગ સુખ સમજીને, ઝેર હલાહલ પીધું;
લક્ષ ચોરાશી ફેરા ફરવા, દુઃખડું ખેંચી લીધું. અ૦ ૧
મિથ્યા મોહની જાલ પડીને, વીસરી ગયો દીન બંધુ;
ઓચિંતાનો કાળજ પડશે, એકે કારજ ન શીધું. અ૦ ૨
કબહુ સંતકુ શીશ નમે નહી, કામ કર્યું નહી શીધું;
મગરૂબીમાં ફરતો ડોલે, મોહબાણે મન લીધું. અ૦ ૩
સંતની સેવા કરતાં લજાયો, મોટમ માની લીધું;
સાહેબ તુજને કીમ મીલેંગા, ચિદાનંદ સુખ શીધું. અ૦ ૪

### ( ૩૪ )

અવધૂ શર શીર કાળકી ફાંસી, તું કયું ન જાવે વીમાશી. અ૦
જીસકે પર તું મોહ કરતહે, સોતો સબહે વીનાશી;
જુઠેપર તું હેતે રાચ્યો, આપણી ભુલ ન ભાશી. અ૦ ૧
છોટે બડે સબ કાળકે મુખમેં, અવધ આવે તબ જાવે;
એસો જાણી સુકૃત કરલે, ગઈ પળ પાછી ન આવે. અ૦ ૨
તુમ છલનેકુ પાસ રચ્યાહે, પરના નહિ હે પાસા;
અપના સ્વરૂપકુ આપ પીછાનો, તો અનુભવ જોત જગાસે. અ૦૩

દીપ કરમેંને કુપ પડત હે, એહી જગતકી હાંશી;
ચેતન સામુ જોઇ રહાહે, ચિદાનંદ અવીનાશી. અ૦ ૪

## જશવિજય.

( ૩૫ )

ભજન બિનું જીવિત જેસે પ્રેત,
મલિન મંદમતિ ડોલત ઘર ઘર, ઉદર ભરનકે હેત–ભ૦
દુર્મુખ વચન બકત નિત નિંદા, સજ્જન સકલ દુઃખ દેત;
કબહું પાપકો પાવત પૈસો, ગાઢે ધુરીમેં દેત. ભ૦ ૧
ગુરૂ બ્રહ્મન અચુત જન સજ્જન, જાત ન કવણ નિવેત;
સેવા નહીં પ્રભુ તેરી કબહું, ભુવન નીલકો ખેત. ભ૦ ૨
કથે નહી ગુન ગીત સુજસ પ્રભુ, સાધન દેવ અનેત;
રસના રસ વિગારો કાહાંલો, બુડત કુટુંબ સમેત. ભ૦ ૩

## આતમરામ.

( ૩૬ )

( ભલાજી મેરો નેમ ગયો ગીરનાર—એ રાહ. )

સખી મેં તો તોહી ન જાનીરી, અકેલી જાનસેં મેંસો દુઃખ ભર્યો હેરી. ૧
નિજ કંતા વિન નાથ નગીનો, જગ વિહાલ પર્યો હેરી. સ૦ ૨
નિજ વૈરનકું નિજ હિત માની, નાના સાંગ ધર્યો હેરી. સ૦ ૩
મોહ મદીરાસેં શુધ બુધ ભુલી, દીન અનાથ કર્યો હેરી. સ૦ ૪
આતમરામ આનંદ રસ ભીનો, છાયા પુરૂષ લર્યો હેરી. સ૦ ૫

## જ્ઞાનવિલાસ.

( ૩૭ )

( રાગ–આશાવરી–તાલ–દીપચંદી. )

યોગી તેરા સૂના મંદિર કયું—યોગી૦ ટેક

બહુ મહેનત કર મંદિર ચુનિયો, અબ નહીં બસતા ક્યું. યો૦
તીર્થ જલકર એહને ધોયા, ભોગ સુરભિ દરવ ક્યું. યો૦
ભસ્મ ભૂત એ મંદિર ઉપર, ઘાસ લગાયા ક્યું. યો૦
રામ નામ એક ધ્યાનમેં યોગી, ધુની જયું કી ત્યું. યો૦
એહ વિચાર કરી ભાઇ સાધો, નવ નિધિ ચારિત લ્યું. યો૦

## ભકતામર.

### ( ૩૮ )

( રાગ–કલ્યાણ–પહેલી આરતી પ્રથમા જીણંદા–એ રાગ. )

જ્ઞાન સ્વરૂપી સંત કહાવે,
તુંહી બ્રહ્મા તુંહી ઇશ્વરા, યોગીશ્વર જગદીશ સુહાવે. જ્ઞા૦ ૧
અવ્યય અવિનાશી તૂં અસંખ્ય, આવિ અનંત અચિંત્ય ધરાવે;
એક અનેક અલખ અગોચર, અંગ અનંગ સહી તું હુરાવે. જ્ઞા૦ ૨
તીન ભુવનમેં તુંહી દેવા, લોકા લોક સદા દરસાવે;
નિર્મલ ધ્યાન સમાધિ જગાવૈ, પરમ દશા સોઇ આતમ પાવૈ. જ્ઞા૦

### ( ૩૯ )

રાહ--ગજલ--તાલ--દાદરો.

સંસાર નામ જીસકા, સારાસાર હે;
ઇસ જગમેં ન કોઇ મેરા, તેરા નામ સાર હે. સં૦ ૧
ભવજલ અગમ અથાગ હે, જીસકા ન પાર હે;
ચારૂં ગતિકે ભ્રમરે, પડતે અપાર હે. સં૦ ૨
જીયા દેખ ડેરા મેરા, તુજસે નહીં છીપા;
જિન તેરે હાથ મેરા, અબ તો ઉદ્ધાર હે. સં૦ ૩
તુમ સિવાય દેવમેં, ધ્યાવું ન દુસરા,
મેંને તો અપને દીલમેં, કીયા કરાર હે. સં૦ ૪

અબ છોડ સકલ બાત કું, તેરી સરન ગ્રહી;
જિનદાસ હાથ જોડકે, કરતા પુકાર હે. સં૦ ૫

( ૪૦ )

( રાગ—જીલ્લાની ગજલ. )

હા થવા શા હાલ તારા જીવ જો જરી;
રે અનાડી અંધ તારી કયાં મતિ ફરી. હા. થવા૦ ૧
સુજે નહીં એ ભાઈ તને પંથ પાંશરો,
અનેક ઉંધા પંથના તું ફંદમાં ફસ્યો. હા. થવા૦ ૨
વ્હાલાં સગાં સોબતીઓ રહેશે વેગળાં,
પુત્રી પુત્ર મુકી જાવું જીવ એકલા. હા. થવા૦ ૩
રેરે પંખી રાત દહાડો માળામાં મચ્યો,
વારૂ શું આજેજ આવો માળો તેં રચ્યો. હા. થવા૦ ૪
અનેક માળા બાંધ્યા ભાગ્યા ભાગી બાંધશો,
આ તે ભાગ ફોડમાંથી કયારે છુટશો. હા. થવા૦ ૫
ચેતન પંખી એવી હુવે યુકિત આદરો,
જેથી ભાગ ફોડ મુકી ઠામે જઇ ઠરો. હા. થવા૦ ૬
માગો વિશ્વનાથ પાસે હાથ જોડીને,
નવિન પંથ શાંતિનો સ્વામિ સુજાડી દે. હા. થવા૦ ૭

( ૪૧ )

( ચંદારે બીના—એ રાગ. )

વખત વરતી જા જીવ વેપારી, ખરી ખરીદની કર તૈયારી.ટેક.
રામાટામા મુકી ભાઈ વેગે ફર વકરો,
પીઠ પછીથી રે સોદાગર આવી ન મળનારી. વ૦ ૧

નરભવ નગર સમો સમો નહીં મળશે બીજો કોઇ બજાર,
લાખો લોકો થયા લખપતી ભટકતા હતા જે ભિખારી. વ૦ ૨
ત્રિભુવન હિતકારી જિન શેઠની સલાહ શુભ લેજે;
દલાલ દર્શન જ્ઞાન ચરિત્રની કર મિત્રાચારી. વ૦ ૩
ચાર ગતિની ચોપાટી પર સેહેલ રખે ચઢતો,
પાપ ચોકમાં પગનવ ધરતો વેગે વિચારી. વ૦ ૪
વેચી સાટી વિવિધ તરેહનાં ઝટપટ કરીઆણું,
નવીન પુન્યનો સોદો કરતાં બોલાશે બલિહારી. વ૦ ૫

( ૪૨ )

( કોઇ હાલ કહો જાકે—એરાગ. )

પ્રભુ તુંહિં તુંહિં તુંહિં, મેરા જન્મ ગયો યુંહિં. ટેક.
કાલ અનંતા ભવમેં ભટકયો, મીલે નહિં ભગવાન;
અબતો દેખ્યા મેં કેવલ જ્ઞાન, અરજ મેરી માન ધરત હું ધ્યાન. ૧
ઈતને દિનતો નાહિં પીછાન્યો, ભુલ્યો મિથ્યાત્વે ભાન;
અબતો પાયો સમકિત પાન, આયો અબજ્ઞાન અરે દિલજાન. ૨
સુંદર મંદર કયા કરૂં ધનકું, કયા કરૂં ખાનરૂ પાન;
મેરે એક તુંહિ ભગવાન, કહ્યા મેરા માન, કરૂં ગુનતાન. ૩
શ્રી શાંતી જૈન મંડળીકા, એક તેરે પર ધ્યાન;
અબતો દીજે અક્ષય જ્ઞાન, મીલે મુજ માન એહિ તુજ દાન. ૪

( ૪૩ )

વીર જીનેશ્વર સાહેબ મેરા, ચરણ ગ્રહ્યા મે તોરા,
મહેર કરી ટાળો મહારાજજી, જનમ મરણના ફેરા હો જીનજી;

અબ હું શરણે આવ્યો.

ગરભાવાસ તણા દુઃખ મોટા, ઉંધે મસ્તક રહીયો;
મળ મુતરમાંહે લપટાણો, એવા દુઃખમેં સહીયા, હો. અ૦ ૧
નર્કની ગોદમાં ઉપન્યો ને ચવીયો, સુક્ષ્મ બાદર થઇઓ;
વેચાણો સુઇને અગ્ર ભાગે, માન તીંહા કીંહા રહીઓ, હો. અ૦ ૨
નર્ક તણી અતી વેદના ઉલસી, સહી તે જીવે બહુ;
પરમાધામીને વસ પડીઓ, તે જાણો તમે સહુ, હો. અબ૦ ૩
તીર્યંચ તણા ભવ કીધા ઘણેરા, વીવેક નહી લગાર;
નીશદીનનો વ્યવહાર ન જાણ્યો, કેમ ઉતરાયે પાર, હો. અ૦ ૪
દેવ તણી ગતી પુન્યે હું પામ્યો, વીસીયા રસમાં ભીનો;
વૃત પચખાણ ઉદય નહિ આવ્યા, તાનમાન માંહે લીનો હો. અ૦ ૫
મનુસો જન્મને ધર્મ સામગ્રી, પામ્યો છું બહુ પુણ્યે;
રાગદ્વેષ માંહે બહુ ભમીઓ, ન ટળી મમતા બુધ હો. અ૦ ૬
એક કંચનને બીજી કામની, તે શું મનડું બાંધું;
તેના ભોગ લેવાને હું શુરો, કેમ કરી જીન ધર્મ સાધુ, હો. અબ૦ ૭
મનની દ્રોડ કીધી અતી ઝાઝી, હું છું કોક જડ જેહેવો;
કલીકલી કલ્પમેં જન્મ ગુમાયો, પુનઃરપિ પુનઃરપિ જેહેવો હો. અ. ૮
ગુરૂ ઉપદેશમાં હું નથી ભીનો, નાવી સદહણા સ્વામી;
હવે વડાઈ જોઇએ તમારી, ખીજમત માંહે ખામી, હો. અ૦ ૯
ચાર ગતીમાંહે રડવડીઓ, તોય ન સીધ્યા કાજ;
રીખભ કહે તારો સેવકને, બાંહ્ય ગ્રહ્યાની લાજ, હો. અ૦ ૧૦

## બ્રહ્મચર્ય વિષે સુભાષિત.

( ૪૪ )

દોહરા.

નિરખીને નવયૌવના, લેશ ન વિષય નિદાન;
ગણે કાષ્ટની પૂતળી, તે ભગવાન સમાન.
આ સઘળા સંસારની, રમણી નાયક રૂપ;
એ ત્યાગી, ત્યાગ્યું બધું, કેવળ શોક સ્વરૂપ.
એક વિષયને જીતતાં, જીત્યો સો સંસાર;
નૃપતિ જીતતાં જીતિયે, દળ, પુરને અધિકાર.
વિષયરૂપ અંકુરથી, ટળે જ્ઞાનને ધ્યાન;
લેશ મદીરા પાનથી, છાકે જયમ અજ્ઞાન.
જે નવ વાડ વિશુદ્ધથી, ધરે શિયળ સુખદાઇ;
ભવ તેનો લવ પછી રહે, તત્વવચન એ ભાઈ.
સુંદર શીયળ સુર તરૂ, મન વાણીને દેહ;
જે નરનારી સેવશે, અનુપમ ફળ તે લેહ.
પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિક જ્ઞાન;
પાત્ર થવા સેવો સદા, બ્રહ્મચર્ય મતિમાન.

## શ્રાવક વિષે સ્તવન.

( ૪૫ )

( જનમ જનમ ગુણ માનુંગી તોરો—એ રાગ. )

શ્રાવક જન તો એને કહીએ, શ્રદ્ધા સમકિત મુલ રે;
દેવ ગુરૂને ધર્મ વિવેકે, આરાધે અનુકૂલ રે. શ્રા૦ ૧
નિશ્ચય નય વ્યવહારને જાણે, સ્યાદ્વાદ સુખ મૂલ રે;

દ્રવ્ય ગુણ પર્યાયને ધ્યાને, આશ્રવને પ્રતિકુલ રે. શ્રા૦ ૨
નય નિક્ષેપ પ્રમાણની રચના, છાંડે મિથ્યા મૂલ રે;
નિજ પર રમણ રૂપને જાણે, મિત્ર શત્રુ સમ તુલ્ય રે. શ્રા૦ ૩
પરનિંદા મુખથી નવિ ભાંખે, જાણે કર્મની ભૂલ રે;
લેશમાત્ર ગુણપરનો દેખી, ગ્રહણ કરે અતુલ્ય રે. શ્રા૦ ૪
પર ઉપગાર ધર્મ જન પક્ષી, એવા પુરૂષ અમૂલ રે;
મયાવિજય તે સંગ કરંતા, જાય અનાદિ ભૂલ રે. શ્રા૦ ૫

( ૪૬ )

( લાવણી—બીરજોરી નામીલી સખીરી—એ રાગ. )

અરિહંત નમો, નમો સિદ્ધ નમો, નમો આયરિય ઉવઝાયનમો;
નમો નમો સબ સાધુ નિરંજન, કેવલી કહ્યા જિનધર્મ નમો. ૧
બાર દેવલોકે નવ ગ્રૈવેયકે, પંચ અનુત્તર ચૈત્ય નમો;
ભુવનપતિ વ્યંતર નંદીશ્વર, શાશ્વતા શાશ્વત ચૈત્યનમો. ૨
શત્રુંજય અષ્ટાપદ ગિરનારે, પાવાચંપા સમેતશિખર નમો;
ચતુર્વિધ શ્રીસંઘ મંગળ ભણતા, ભક્તભણે નિત્ય નિત્ય નમો. ૩

( ૪૭ )

(રાગ કાફી, તાલ—દીપચંદી.)

સિદ્ધ ભયે સબ કાજરે આજ સીદ્ધ
આજ સફળ દીન ઘડી ભયી—સીદ્ધ૦
ચડતે રંગે, અતી ઉછરંગે, પુન્ય રતનકે કાજ;
જૈન મંડળી કરે, પુન્ય ભંડાર ભરે, તરે સંસાર અગાધરે—આ૦
દીન દુઃખી જે જગમેં પ્રાણી, જાણી સબકો ત્રાસ;
ખાસ વિચાર કરો ઘટમાંહી, પુરો મનકી આશરે—આજ૦

પક્ષ કદાગ્રહ દુર તજીને, જાણો સબ એક સાર;
નિરાશી નિરાધાર જીવોમેં, ભેદ ન જાણો લગારરે–આજ૦
તપજપ દાનાદિક જે કીરીયા, તબલગ સફળ ન જાણ;
જબલગ જીવ દયા નહીં ઘટમેં, વીર વચન પ્રમાણરે–આજ૦

( ૪૮ )

જયજયઆરતી શાંતિતુમારી,તોરા ચરણ કમલકી મેંજાઉંબલિહારી
વિશ્વસેન અચિરાજીકે નંદા, શાંતિનાથ મુખ પૂનમ ચંદા. જ૦ ૧
ચાલીશ ધનુષ્ય સોવનમય કાયા,મૃગલંછન પ્રભુચરણ સુહાયા.જ૦૨
ચક્રવર્તી પ્રભુ પાંચમા સોહે, શોલમા જિનવર જગ સહુ મોહે.જ૦૩
મંગલ આરતી તોરી કીજે, જન્મ જન્મનો લાહો લીજે. જ૦ ૪
કરજોડી સેવક ગુણ ગાવે, સૌ નર નારી અમર પદ પાવે. જ૦ ૫

( ૪૯ )

મંગળ દીવો.

ચારો મંગલ ચાર, આજ મારે ચારો મંગળ ચાર.
દેખ્યો દરસ સરસ જિનજીકો, શોભા સુંદર સાર. આ૦ ૧
છિનું છિનું છિનું મન મોહન ચરચો,ઘસી કેસર ઘનસાર.આ૦ ૨
ધુપ ઉખેવો કરો આરતી, મુખ બોલું જય જયકાર. આ૦ ૩
વિવિધ જાતકે પુષ્પ મંગાવો, મોગર લાલ ગુલાલ. આ૦ ૪
હર્ષ ધરી આદીશ્વર પુજો, ચોમુખ પ્રતિમા ચાર. આ૦ ૫
હૈયે ધરી ભાવ ભાવના ભાવો, જિમ પામે ભવપાર. આ૦ ૬
સકળ સંઘ સેવક જિનજીકો, આનંદઘન ઉપકાર. આ૦ ૭

સમાપ્ત.

# અગાઉથી આશ્રય આપનાર ગ્રહસ્થોનાં નામ.

૫૧ નગરશેઠ. કસ્તુરભાઇ મણીભાઇ.

| | |
|---|---|
| ૧૦૧ શેઠ લલુભાઈ રાયચંદ ઝવેરી. | ૧૧ શા. મોતીલાલ ફુલચંદ. |
| ૫૧ નગરશેઠ મયાભાઇ પ્રેમાભાઇ. | ૧૧ શા. સાંકળચંદ ઘેલાભાઇ |
| ૫૧ શા. પોપટલાલ દોલતરામ | ૧૧ શા. કાળીદાસ તેજશીજી |
| ૫૧ શા. પુંજાભાઈ હીરાચંદ | ૧૦ શા. વાડીલાલ તારાચંદ |
| ૫૧ શા. બહેચરદાસ નાનચંદ | ૧૦ ડોકટર જમનાદાસ પ્રેમચંદ |
| ૫૧ શા. નરોતમદાસ છોટાલાલ | ૧૦ મારવાડી ચુનીલાલ જોરાવરમલજી |
| ૫૧ શા. છગુલાલ નાગરદાસ | ૧૦ શા. શકરાભાઈ ચુનીલાલ |
| ૪૧ મારવાડી રતનચંદ લાલચંદ | ૧૦ શા. મણીલાલ બાલાભાઇ |
| ૩૧ શા. મોહનલાલ લલુભાઇ | ૧૦ ઘડીયાળી ત્રીભોવનદાસ અમીચંદ |
| ૨૫ શેઠ જેશીંગભાઇ હઠીસંગ | ૧૦ શા. શીવલાલ સુગચંદ |
| ૨૫ શા. જેઠાલાલ દલસુખભાઇ | ૧૦ શા. ચીમનલાલ નરસિંહ |
| ૨૫ શા. ત્રીકમલાલ છગનલાલ | ૧૦ શ્રી લઘુ જૈન પ્રવર્તક સભા |
| ૨૫ દલાલ છગનલાલ બહેચરદાસ | હા. વાડીલાલ |
| ૨૫ દલાલ વાડીલાલ મોતીલાલ | ૧૦ શા. ચુનીલાલ ઉગરચંદ |
| ૨૫ શા. પ્રેમચંદ કેશવલાલ | ૧૦ શા. ડાહ્યાભાઇ આર. |
| ૨૫ શા. મણીલાલ ઉગરચંદ | ૧૦ શા. દલસુખ હઠીસંગ |
| ૨૫ મારવાડી કપુરચંદ આયાદચંદ | ૧૦ શા. મગનલાલ હકમચંદ |
| ૨૫ મારવાડી લાલચંદ જવાનમલજી | ૧૦ શા. ઝવેરી ભોળાભાઇ બાપાલાલ |
| ૧૭ શા. રાયજી વરજીવન | ૮ શા. ચંદુલાલ મહોલાલ |
| ૧૬ શા. મોતીલાલ ઝવેરચંદ | ૫ વકીલ ચીમનલાલ પરસોતમ |
| ૧૬ શા. વાડીલાલ કચરાશા | ૫ પટેલ. ગીરધરલાલ કાકુભાઇ |
| ૧૬ શા. કેશવલાલ પરસોતમ | ૫ વકીલ હીમતલાલ કેશવલાલ |
| ૧૫ સા. સાંકળચંદ ગીરધર | ૫ શેઠ મયાભાઇ નથુભાઇ |
| ૧૫ શા. ધરમચંદ નગીનદાસ | ૫ શા. બહેચરદાસ કસ્તુરચંદ |

૫ શા. લલુભાઇ મનોરદાસ
૫ શા. પ્રેમચંદ નગીનદાસ
૫ શા. મુલચંદ હરીલાલ
૫ શા. વીરચંદ લલુભાઈ
૫ નવાબ રવચંદ નાનચંદ
૫ ઝવેરી વાડીલાલ વખતચંદ
૫ શા. રાયચંદ મુલચંદ
૫ શા વીરચંદ લખમીચંદ
૫ શા. મોહનલાલ કાળીદાસ
૫ શા. પોપટલાલ હુકમચંદ
૫ સા. ઇશ્વરલાલ રતનચંદ
૫ શા. ભોગીલાલ લલુભાઈ
૫ શા. મોહલાલ દીપચંદ
૫ શા. વીરચંદ મુળચંદ
૫ શા. મણીલાલ દલસુખ
૫ શા. ગલાબચંદ નગીનદાસ
૫ શા. હીરાલાલ રણછોડ
૫ શા. મણીલાલ સાંકળચંદ
૫ શા. ભુરાભાઈ તારાચંદ
૫ શા. સોમચંદ હીરાચંદ
૫ શા. જેચંદ ગુલાબચંદ
૫ શા. કેશવલાલ આશારામ
૫ શા. મોહનલાલ મહાસુખરામ
૫ શા. હેમચંદ ખુશાલચંદ
૫ શા. મોહનલાલ વાડીલાલ
૫ શા. જમનાદાસ પીતાંબર
૫ શા. ઘેલાભાઈ મગનલાલ
૫ શા. અંબાલાલ દામોદર
૫ શા. મુલચંદ તરભોવન
૫ દલાલ જેસીંગભાઇ ઉગરચંદ
૫ શા. લલુભાઇ કેશવલાલ
૫ શા. શનાભાઇ બાલાભાઇ
૫ શા. બાલાભાઈ હરગોવન
૫ શા. કેશવલાલ છગનલાલ
૫ શા. છોટાલાલ છગનલાલ
૫ શા. નગીનદાસ ધરમચંદ
૫ શા. મહાસુખરામ કરમચંદ
૫ શા. સાંકળચંદ મલુકચંદ
૫ શા. હીરાલાલ વાડીલાલ
૫ શા. વાડીલાલ ઉજમલાલ
૫ શા. વાડીલાલ જેઠાચંદ
૫ શા. લલુભાઇ નથુભાઇ
૫ શા. છગનલાલ લખમીચંદ
૫ શા. મોહનલાલ હાથીભાઇ
૫ શા. ડાહ્યાભાઈ કેવલદાસ
૫ શા. જમનાદાસ તારાચંદ
૫ શા. કાળીદાસ બહેચરદાસ
૫ શા. શીવલાલ દયારામ
૫ શા. ઘેલાભાઇ પુંજાભાઇ
૫ શા. નેમચંદ છોટાલાલ
૫ શા. ફતેશા ચકલદાસ
૫ શા. ત્રીકમલાલ પરસોતમ.

૫ શા. કેવલદાસ લલુભાઇ
૫ શા. મણીલાલ મુળચંદ
૫ શા. ચુનીલાલ દોલતરામ
૫ એચ. સી. બાપુની કું૦
૫ શા. કેશવલાલ કાળીદાસ
૫ શા. મંગળદાસ મગનલાલ
૫ શા. ચીમનલાલ મોહનલાલ
૫ શા. નહાલચંદ રણછોડ
૫ શા. મોતીલાલ લીલાચંદ
૫ શા. ભીખાભાઇ દેવચંદ
૫ શા. બાલાભાઇ હઠીસીંગ
૫ શા. પ્રેમચંદ ડુંગરશી
૫ શા. મોહનલાલ વાડીલાલ
૫ શા. છોટાલાલ બહેચરદાસ
૫ શા. ગાંધી છગનલાલ મુલજી
૫ શા. મોહનલાલ કરમચંદ
૫ શા. તીકમલાલ છગનલાલ
૫ શા. માણેકલાલ વસતારામ
૫ શા. મોતીલાલ ખીમચંદ
૫ શા. ગોકળદાસ અમથાશા
૫ શા. ચંદુલાલ ચુનીલાલ
૫ શા. હીરાલાલ દલસુખરામ.

## મુંબાઇ.

૧૦ પોપટલાલ પાનાચંદ કચ્છી
૧૦ પુનશી ઘેલાભાઇ „
૧૦ ઠા૦ કરસનદાસ મોતીજી
૧૦ શા. શવજી લધા.
૧૦ શા. ફુલચંદ ઝવેરચંદ
૧૦ શા. પોપટ ખેંગાર કચ્છી
૧૦ કાશીરામ ગોવિંદજી ચાવાળા
૧૦ મંછાલાલ ત્રીભોવન
૫ શા. સાંકળચંદ મુળજી અફીણવાળા
૫ ઝવેરી તલકચંદ નવલચંદ
૫ ઝવેરી ગણુપતલાલ સરૂપચંદ
૫ શા. નાગજી હીરજી
૫ ઝવેરી હીરાચંદ નેમચંદ
૫ દલાલ બાલાભાઇ જેશિંગભાઇ
૫ ઝવરી બાલુભાઇ મુલચંદની કું૦
૫ ઝવેરી ભાઉસાહેબ સરદારમલજી
૫ જેશંગભાઇ નહાલચંદ સફરી
૫ ઘોઘાવાલા શા. લલુભાઇમોરારજી
૫ શા. જીવરાજ ખીમજી
૫ શા. મણશી ભાણજી
૫ શા. મોહનલાલ દેવચંદ

## પાટણ.

૫૧ શા. વાડીલાલ લલુભાઈ
૧૫ શા. કેશવલાલ હેમચંદ
૧૦ મોહનલાલ ચુનીલાલ કોટવાલ
૧૦ શા. હેમચંદ ખેમચંદ

## સુરત.

૫ શા. જેચંદ તારાચંદ
૫ શા નગીનદાસ ફકીરચંદ
૫ શા. મગનલાલ ગુલાબચંદ
૫ શા. સાંકળચંદ હરખચંદ ગજીવાલા,
૫ શા. નેમચંદ પ્રેમચંદ
૫ શા. હરગોવનદાસ રાયચંદ
૫ શા. દયાલચંદ નેમચંદ
૫ શા. ઘેલાભાઇ રાયચંદ
૫ શા. વનમાળી દલીચંદ

## માણસા.

૧૫ શા. કચરાભાઇહાથીચંદતરફથી

## ઝીંઝુવાડા.

૧૦ કપાસી ખુશાલચંદ દેવચંદ તરફથી

## વરસોડા.

૮ શા. લલુભાઈ સુરચંદ

## ખેડા.

૫ શા. છોટાલાલ ભાઇલાલ

## રાંધેજા.

૫ શા. ભીખાભાઇ છગનલાલ

## વડુ.

૫ શા. ભાઇલાલ કપુરચંદ

## જેતારણ-મારવાડ.

૧૧ પ્રેમચંદજી મોતીચંદજી

## કોબા.

૫ શા. ડાહ્યાભાઈ માણેકચંદ

## ટીકર-પોસ્ટ ધાંગદ્રા.

૫ ત્રીભુવન પીતાંબર
૫ મેતા જેચંદ રાયજી

## નરોડા.

૫ સંઘવી ચુનીલાલ અંબારામ

## ગોધરા.

૫ દોશી મનસુખભાઇ હરજીવન
૫ વૈદરાજ છગનલાલ નથુભાઈ
૫ શા. મનસુખરામ અમરચંદ
૬૫ મનસુખરામ અમરચંદની તરફથી

એકથી ચાર ચોપડી સુધીનાં ગ્રાહકોનાં નામ અત્રે લખ્યાં નથી તેને માટે માફી ચ્હાઇએ છીએ.

" તાકીદ મંગાવી લ્યો, નફો જ્ઞાન ખાતે વપરાશે."

## અગત્યની સુચના.

દરેક જૈન ધર્માભિલાષી સજ્જનને વિનંતી કરવામાં આ કે આ પુસ્તક આડું અવળું રઝળતું ન મુકતાં સાચવીને રા પુસ્તક રઝળતું મુકવાથી તે ફાટી જાય છે અને તેથી જ્ઞા આશાતના થાય છે. જ્ઞાનની આશાતના કરવાથી અષ્ટ કર્મ સૌથી પ્રથમ જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે, કોઇ દીવસ પ્રાપ્ત થતી નથી અને આ અસાર સંસારમાં ભમણ કરવું પડે છે. માટે સજ્જન જ્ઞાની પુરૂષોએ દરેક પુસ્તક બરોબર સાચવીને ન બગડે તેમ રાખવું. " સુજ્ઞેષુ કિં બહુના."

લી૦ પ્રસિદ્ધ કર્તા.

---

આ પુસ્તક જે સાહેબોને ખરીદ કરવાની ઇચ્છા હોય તે સાહેબોએ નીચે લખેલા ઠેકાણેથી રોકડાં નાણાં મોકલી મંગાવી લેવું. દેશાવરના ગ્રાહકોને ટપાલ મારફતે મોકલવામાં આવશે.

નોટપેઇડ કાગળ લેવામાં આવશે નહિ.

આ પુસ્તક મળવાનું ઠેકાણું.

**શા. જીવણલાલ પ્રેમચંદ,**

ઠે. પંચભાઇની પોળ—અમદાવાદ.